શિશુ સાહિત્યમાળા પુષ્પ ૧૯મું

# વાળનું ઝાડ

[ એક પરિકથા ]

લેખકો

મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ

—પ્રકાશક—

જેચંદ તલકશી એન્ડ સન્સ,

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,

મુંબઇ.

કિંમત ૦—૩—૦.

# પોપટનો શાપ

એક હતી રાણી. રૂપરૂપનો ભંડાર. એનું મોં જાણે સફેદ ગુલાબ. એની આંખોમાંથી જાણે સૂરજનાં કિરણો છૂટે. પણ એનું ખરૂં રૂપ તો એના વાળમાં. લાંબો નાગની ફેણ જેવો ચોટલો. નહિ કાળો, નહિ સોનેરી, પણ સૂકાયેલાં પીળાં પાંદડાં જેવો. છૂટો મૂકે તો પાછળ છેક ભોંયે ઘસડાય.

રાણીના વાળ પર રાજા ફિદાફિદા થઇ ગયેલો. રોજ એ નવાંનવાં ઘરેણાં ઘડાવે, રોજ નવાંનવાં હીરામાણેક મંગાવે, તાજાંતાજાં ને ઋતુઋતુનાં ફૂલ લાવે, દેશપરદેશનાં તેલફુલેલ મંગાવે, ને પોતાના હાથે રાણીના વાળમાં ગૂંથે.

એક દહાડો રાણી ગોખમાં બેઠી હતી. પાસે

શણગાર પડયા હતા. બેઠી બેઠી રાજાની વાટ જોતી હતી. ત્યાં એક મોટો પોપટ ઊડતોઊડતો આવ્યો. રંગે ઘેરો ને રૂપે બિહામણો. લાલલાલ વિકરાળ આંખોવાળો. ક્યાંય સુધી ચકરચકર ફર્યો, ને છેવટે આવીને રાણીના હાથ ઉપર બેઠો.



રાણીનું નાક ચઢી ગયું. પોપટ રાણીના સામે જોવા લાગ્યો. રાણીએ આંખો નીચી ઢાળી દીધી. પોપટને શી રીતે ઉડાડી મૂકવો, તેના વિચારમાં પડી ગઈ.

એટલામાં પોપટ બોલ્યો, 'રામરામ, રાણીજી! તમારા વાળ બહુ સુંદર છે.'

વાળના અભિમાનથી રાણી હસી. પોપટ જેવું પંખીયે પોતાના વાળનાં વખાણ કરે છે જાણી રાજી થઈ, ને પોપટના તરફ સહેજ માયાની નજરે જોવા મંડી. 'ખરી વાત, પોપટ! આખી દુનિયામાં મારા વાળનો જોટો જડે તેમ નથી.'

'ને શું ભરાવદાર છે! મને થોડા આપશો? મારાં બચ્ચાં ટાઢે મરે છે. માળો કરવો છે. થોડા આપો તો આભાર માનીશ.'

'મારા વાળ?' રાણી બરાડી ઊઠી. પોપટની ધૃષ્ટતા જોઈ ગાજી ઊઠી. 'મારા વાળ તારા ગંદા માળામાં? તારાં ગાંડાંઘેલાં બચ્ચાં માટે? તને ભાન છે, હું કોણ છું? તને માલૂમ છે, હું મારા વાળનું કેટલું જતન કરૂં છું? તને ખબર છે, મારા જીવથી પણ મને એ વધારે વહાલા છે?'

'જી, હા, મને એ બધું માલૂમ છે. પણ આ શિયાળાની કડકડતી ઠંડીમાં મારાં બચ્ચાં બિચારાં થરથર ધ્રૂજે છે, કડકડ દાંત કકડાવે છે. થોડા વાળ આપો તો તમારો ગુલામ થઈને રહીશ.'

'ના કહ્યું તોય ફરી માગતાં શરમ નથી આવતી ? મારા વાળ માગતાં તને બીક નથી લાગતી ? અબઘડી ઊડી જા, નહિ તો મારા રખવાળો તીર મારીને વીંધી નાખશે.'

'મને વીંધનારા મરી ગયા. મને તારા વાળ આપે છે કે નહિ ? નહિ તો પાછળથી પસ્તાવું પડશે. તું મને ઓળખતી નથી, હું કોણ છું. તું રાણી છે, તો હું પોપટનો રાજા છું. વાળ આપવા છે કે નહિ ? બોલ.'

'નહિ મળે. ચાલ્યો જા.' ફાટેલે સાદે રાણી બોલી.



પોપટ બોલ્યા ચાલ્યા વિના સામી ડાળે જઈને બેઠો, ને ત્યાંથી મક્કમ સાદે બોલવા લાગ્યો, 'એકલપેટી રાણી ! તને હું શાપ આપું છું, કે ઝાડનાં પાંદડાં ખરે

તેમ તારા વાળ ખરી જજો.'

શાપ આપીને રાણીના સામે એક ક્રોધભરી નજર નાખીને પોપટ ધીમેધીમે ઊડી ગયો.

રાણીના શરીરમાં એક ધ્રૂજારી આવીને ચાલી ગઈ.

•

૨

# રાણીનું બોડકું માથું

શિયાળો બેઠો. સુસવાટાભેર ઠંડો પવન વાવા લાગ્યો. ઝાડનાં પાંદડાં ખરખર ભોંય પર ખરવાં લાગ્યાં, તેમ તેમ રાણીના વાળ ધીમેધીમે ઊતરવા લાગ્યા.

રાણી ચમકીને ઊભી થઈ ગઈ. રોતીરોતી રાજા પાસે દોડી. રાજા એની વાત સાંભળીને ખડખડ હસવા મંડયો. 'જા રે ગાંડી! એમ પંખીના કહેવાથી તે કંઈ વાળ ઊતરતા હશે? એ તો કોઈ દહાડો થોડા વાળ ઊતરેય ખરા. એમાં કંઈ રડાતું હશે?'

રાણીને લગીર શાંતિ વળી. રાતે સૂતા પહેલાં દાસીઓ રાણીના વાળની વેણી ગૂંથતી હતી. મહીં સુવાસિત તેલ ને ફૂલ ભરતી હતી. ત્યારે કાંસકીના દાંતે થોડા વાળ ઊતરી આવ્યા.



બીજે દિવસે સવારે જુએ તો પથારીમાં ઓશીકા

પર વાળનો ઢગલો. પથારીમાંથી બહાર નીકળતા નીકળતાં બીજા કેટલાય વાળ ખરી પડયા.

રાણી રડવા મંડી. એકદમ નોકર ચાકર દોડયા. વૈદને બોલાવ્યા. વૈદ કેટલીયે દવા ને લેપ લાવ્યા, પણ એનાથી કંઈ ગુણ થયો નહિ.

રાણીના વાળ ઘડીએ ને પલકે ઊતરતા હતા. કાંસકી ફેરવતાં, અરે ખાલી હાથ ફેરવતાં વાળ હાથમાં આવતા. બે દિવસમાં તો રાણીના માથા પર તાલ દેખાવા લાગી.

ગોખની સામેનું ઝાડ બાંડું થતું હતું, તેમ તેમ રાણીના વાળ ખરતા હતા. પવનના સુસવાટા સાંભળીને રાણી ચમકતી. ઝાડનાં પાંદડાંની સાથે-સાથે પોતાના વાળ ખરશે, એ બીકથી એ ધ્રૂજી ઊઠતી.

એક દહાડો રાતે ભારે પવન નીકળ્યો. બીજે દિવસે સવારે રાણી ગોખમાં દાતણ કરવા બેઠી. સામે જૂએ તો ઝાડ પર પાંદડાંનું નામ કે નિશાન! બગીચાનાં ઝાડ બધાં બાંડાં! રાણીએ વાંકા વળીને આયનામાં જોયું. માથા પર એકકે વાળ ન મળે!

રાણી પછાડ ખાઇને ભોંય પડી. પડી એવી જ

બેભાન થઈ ગઈ. દાસદાસીઓ દોડી આવ્યાં. ઊંચકીને રાણીને પલંગમાં સૂવાડી ને રાજાને ખબર આપી.

દોડતે પગલે રાજા આવ્યો. શહેર આખાના વૈદહકીમ ભેગા કર્યા. રાણીને વાળ કેમ ઊગે તેની સલાહ માગી. એક કહે, 'આમળાનું તેલ લગાડો.' બીજો કહે, 'બ્રાહ્મીનાં પાંદડાં માથે મૂકો.' ત્રીજો કહે, 'ના, સંજીવની લેપ કરો.' એકની સલાહ બીજાથી જુદી. એક એક દવા એક એક દહાડો કરે, તોય મહિનાના મહિના નીકળી જાય.

રાણી કહે, 'હું મારા ઓરડાની બહાર પગ નહિ માંડું.' રાજાએ સૌને આ વાત છાની રાખવાની તાકીદ આપી.

'પણ વૈદહકીમોની કારી ના લાગી. જાતજાતનાં તેલ, ભાતભાતના લેપ, વિધવિધ ઝાડનાં પાંદડાં, એકેયની અસર ના થઈ. રાણીના માથાપર વાળ જ ઊગ્યો નહિ.

આવી મોટી વાત, તે ક્યાં સુધી છાની રહે ?

પછી તો રાજાએ ઢંઢેરો પીટાવ્યો: 'રાણીને

 

માથે વાળ ઊગે નહિ, ત્યાં સુધી સૌ નગરજનોએ– નાના ને મોટા, સ્ત્રીઓ ને પુરુષોએ, કાળો પોશાક ધારણ કરવો.'

પછી રાણી માથે નાનો મુકુટ પહેરતી. મુકુટ હીરારતને જડેલો હતો. પણ એનાથી વાળની શોભા આવે ? મુકુટ માથે મૂકતાં રાણીની આંખમાં આંસુ આવતાં.

રાણીની દિલગીરી દહાડે દહાડે વધતી ગઈ. કોઈ દવાની ટીકડી લાગે નહિ, ખાવાપીવાનું ભાવે નહિ, સરખી સાહેલીઓ સાથે હરવુંફરવું ગમે નહિ. રાજપાટ પણ અકારાં લાગે.

જતે દહાડે રાણી ખરેખરી માંદી પડી. આખો દહાડો ને રાત પથારીમાં પડીપડી કાઢવા લાગી.

એમાં એક રાતે એને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં એણે એક વહેંતીઓ જોયો. હથેળી જેવડો લાંબો પહોળો. એણે લીલાં વસ્ત્રો પહેર્યાં હતાં. રાણીને જોઈને એ નાચવા ને ગાવા મંડયો:

'લીલાં ઘાસ ઊગે જ્યાં
બીજ ભોંય વાવો ત્યાં.'



વહેંતીઓ ગાતો જાય ને નાચતો જાય. વચ્ચે વચ્ચે હાથપગના ચાળા કરતો જાય. ખિસ્સામાંથી થોડાં બી લઈને જમીન પર વેર્યાં. થોડીવારમાં એના છોડ થયા. છોડ વધીને મોટાં ઝાડ થયાં. ઝાડે પાંદડાંનું નામ ન મળે. પણ વાળના નાના નાના ફણગા ફૂટેલા દેખાયા. ધીમે ધીમે વાળ વધીને

લાંબા થયા. જાણે વડની વડવાઇઓ ભોંયે અડી.

રાણી એ ઝાડ જોવામાં તલ્લીન થઇ ગઈ. સવારે એમાંનું કાંઈ ન મળે. બીજી રાતે રાણીને એ જ સ્વપ્નું આવ્યું.

ત્રીજી રાતે પણ એનું એજ સ્વપ્નું ! !

મધરાતે રાજાને બોલાવી રાણીએ ત્રણ સ્વપ્નાની વાત કરી. 'તમે નહિ માનો, પણ મેં મારી સગી આંખે એ ઝાડ જોયું છે. એના પર વાળ લૂમખે ને ઝૂમખે લટકે છે. એ ઝાડનાં બી ધરતીના પડ પરથી ખોળી મંગાવો. એ બી નહિ મળે ત્યાં સુધી હું મરીશ નહિ. મરીશ તો મારી સદ્ગતિ નહિ થાય.' રાણીએ રાજાનો ખોળો આંસુથી ભરી દીધો.

સવારના પહોરમાં રાજાએ ઢંઢેરો પીટાવ્યો: 'જે કોઈ નર કે નાર વાળનાં ઝાડનાં બી ખોળી લાવશે તેને રાણી લાખપસાય આપશે.' ગામડેગામડે ને દેશદેશ એ વાત રાજાએ માણસો મોકલી ફેલાવી.

જ્યાં જાઓ ત્યાં એજ વાત. પણ કોઇએ એ ઝાડ જોયું નહોતું. કોઇએ એ ઝાડની વાત સાંભળી

ન હતી. આજેજ રાજાના ઢંઢેરા પરથી વાળનું ઝાડ હશે એવી કલ્પના જાગી.

•

૩

## ઝાડની શોધમાં

કેટલાએ જુવાનીઆ વાળનું ઝાડ શોધવા નીકળી પડયા. કોઈ પૂર્વમાં ગયા તો કોઇ પશ્ચિમમાં ગયા, કોઈ ઉત્તરમાં તો કોઈ દક્ષિણમાં, દેશોદેશ ને ખૂણેખૂણે ફરી વળ્યા. ઘણા નિરાશ થઇને પાછા ફર્યા. ઘણા આગળ ને આગળ ચાલ્યા. રસ્તામાં જે મળે તેને વાળના ઝાડની વાત પૂછતા જાય. પણ કોઈને એની ભાળ નહોતી. તોય આશામાં ને આશામાં કેટલાક આગળ ગયા. મહિનાના મહિના વીત્યા, પણ રાણીનું માથું વાળ વિનાનું બોડું રહ્યું.

રાણીનું દુઃખ કમી ન થયું. ઊલટું રોજ રોજ નગરની બીજી સ્ત્રીઓના વાળ જોઈ એને ખૂબ દુઃખ

થતું. એટલે રાજાએ ત્રીજો ઢંઢેરો પીટાવ્યો : 'બધી સ્ત્રીઓએ વાળ ન દેખાય તેવી રીતે માથાબાંધણાં બાંધવાં.'

માથાબાંધણાં બહુ વિચિત્ર દેખાતાં. કોઈને એ બાંધવાં ગમતાં નહિ, તોય બાંધવાં પડતાં. રાજાનો હુકમ હતો ને !



એટલે બધાં અંતરથી ઇચ્છતાં કે રાણીને માટે વાળનાં ઝાડનાં બી મળે તો બહુ સારૂં.

રૂપસિંહ નામનો એક જુવાન હતો. તે નદી પર રહેતો ને હોડી ફેરવી ગુજરાન ચલાવતો. એણે પેલો ઢંઢેરો સાંભળ્યો. સાંભળીને છક થઈ ગયો.

આ રૂપસિંહ એકલો હતો. એને મા નહિ, બાપ નહિ, ભાઈ નહિ, બ્હેન નહિ. આખી દુનિયામાં એની પાછળ કોઈ રડે એવું ન હતું.

ઢંઢેરો સાંભળીને એ વિચારમાં પડી ગયો. 'લાખ મહોર ! અધધધ ! કેટલી બધી થાય ? હું જ કેમ વાળનું ઝાડ શોધવા ન જાઉં ? ના જડે તોય શું લૂંટાઇ જવાનું હતું ?'



એણે થોડાં લૂગડાં ને થોડું ભાથું લીધું, ને હોડીમાં મૂકી હોડી ઉત્તર તરફ હંકારી મૂકી. એણે ગામના મંદિરમાં રહેતા ઘરડા ભગત પાસેથી સાંભળ્યું

હતું કે, 'ઉત્તરમાં એક એવો દેશ છે કે જ્યાં જાનવરો માણસની બોલી બોલે છે. ઝાડને હાથ ને આંખો છે. તો કદાચ ત્યાં વાળનું ઝાડ હોય!'

રૂપસિંહ ઉત્તરમાં ને ઉત્તરમાં ચાલ્યો. ક્યાંય સુધી એણે આજુબાજુ નજર નાખ્યા વિના આગળ ને આગળ હંકાર્યે રાખ્યું. આખરે એણે દરિયામાં એકલો અટૂલો પડી ગયેલો એક વેરાન બેટ જોયો. એ બેટ પર માત્ર ત્રણ જ ઝાડ નજરે પડતાં હતાં. એક ઝાડ પર લાલ ફળ લટકતાં હતાં, બીજા ઝાડે લાલ, લીલાં, ધોળાં, એમ રંગરંગનાં રતન લટકતાં હતાં. ત્રીજું ઝાડ નરી નવાઈનું હતું. એ આખું સોનાનું બનેલું હતું. એની ટોચ મોટા ઘુમ્મટ આકારે આકાશ ભણી ઊંચી ચડી હતી. જાણે સોનાનું ઢાલ જોઈ લો!

રૂપસિંહે એ બેટ પર જઈને હોડી ઊભી રાખી. ઝાડ પાસે જઈને લાલ ફળ, ને દરેક રંગનાં થોડાં થોડાં રતન તોડી લીધાં. પછી એ પેલા ઢાલ જેવા ઝાડ તરફ જોઈ રહ્યો હતો, ત્યાં એકદમ મોટો અવાજ થયો. ઢાલ બે ફાડ થઈને ઊઘડયું. એની અંદરથી બાર મોટાં સોનેરી બી જમીન પર ખરી

પડયાં. તરત જ એ આખું ઝાડ ભડભડ સળગ્યું ને રાખ થઇને ભોંય પડ્યું.

રૂપસિંહ એ નવાઈ જેવા દેખાવથી ચમકી ગયો. સઘળું શાંત થઈ ગયું ત્યારે પેલાં બી લઇ લીધાં. બી બહુ સુંદર હતાં. એને સાચવીને હોડીમાં મૂકયાં.

•

૪

## પોપટનો મેળાપ

રૂપસિંહ ત્યાંથી આગળ ચાલ્યો. એને ખાત્રી થતી હતી કે એ નવા દેશમાં નક્કી પહોંચવાનો છે. હવે દરિયામાંની માછલીઓ એની હોડી પાસે આવવા લાગી. એ એમને પકડવા જતો, ત્યારે એ જાણે હસતી ને એની મશ્કરી કરીને ચાલી જતી. રૂપસિંહ નવાઈથી પાણીમાં જોઈ રહેતો.

એટલામાં માથા પર કંઈ અવાજ સંભળાયો. ઊંચું જૂએ તો એક મોટું લીલું પંખી એની હોડી

ફરતું ચક્કર મારતું હતું. આખરે એ હોડીના તૂતકના ભાગ પર બેઠું, ને રૂપસિંહના સામું જોઈ રહ્યું.

થોડી વારે એ બોલ્યું, 'પેલી કોથળીમાં લાલ ફળ છે કે ?'

રૂપસિંહે હા પાડી.

'મને એ ફોલીને ખવડાવ.'

રૂપસિંહે પંખીના કહેવા પ્રમાણે કર્યું. એને બરાબર યાદ હતું કે કરોડપતિ રાણીએ પોપટ જેવડા નાના પંખીની ઇચ્છા પૂરી કરી ન હતી, તેથી એને માથે આ બધી આફત ઊતરી આવી હતી. પંખીએ ફળનો ગલ ખાધો ને પછી પૂછ્યું, 'તું ક્યાં જાય છે ?'

રૂપસિંહે એને રાણી ને પંખીના મેળાપની આદિથી અંત સુધી વાત કહી.

'એ બધી મને ખબર છે. એ પંખી તે હું,' કહીને હસવા લાગ્યું. 'હજી મને બીજાં થોડાં ફળ ખવડાવ.'

રૂપસિંહે એને બીજાં ફળ ફોલીફોલીને ખવ-

ડાવ્યાં. દરમિયાન એણે એને રાણીના સ્વપ્નાની ને રાજાના ઢંઢેરાની વાત કહી, ને પોતે એ ઝાડ શોધવા જાય છે એમ પણ ઉમેર્યું.

'તને એ ઝાડ શોધતાં બહુ વખત લાગશે. એ જડતાં સુધીમાં તો રાણી ઘરડી થઈ જશે. ત્યારે એને યાદ આવશે કે મારી સાથે એ માયાથી વર્તી હોત તો ઠીક થાત.'

બોલતાં બોલતાં એ પંખીની નજર સોનેરી બી પર પડી. ઊડીને એ બી લેવા ગયું, ત્યાં તો રૂપસિંહે ઝડપ મારીને પોટલી ઉપાડી લીધી ને એ હાથ એનાથી દૂર રાખ્યો.

'તને એ શી રીતે મળ્યાં, તે તો કહે.'

'એ તો પેલા ઢાલ જેવા સોનેરી ઝાડમાંથી મળ્યાં છે. પેલો બેટ દેખાય, ત્યાં ઊતર્યો હતો તેની નિશાની છે.'

એ સાંભળીને પંખીએ ધીરો નિસાસો મૂકયો, ને ફરી પાછું હોડીના આગલા ભાગમાં જઈને બેઠું, ને રૂપસિંહના હાથ તરફ જોવા લાગ્યું.

'હાં, એ તો પેલા ઝીબ્રલનાં બીઆં છે. અરેરે!

શું નસીબ ! હું લગીર બહાર ઉપડયું ત્યાં એ ઝાડ ઊઘડયું ! બે હજાર વરસ સુધી મેં એ ઝાડ ઊઘડવાની વાટ જોઇ ! હરિ ! હરિ ! હવે એને ફરી ઊગતાં ને ઊઘડતાં બીજાં બે હજાર વરસ જશે ! એનાં બીનો શો અદ્‌ભુત સ્વાદ છે !' કહીને એણે ફરી નિસાસો મૂકયો.

રૂપસિંહ એ પંખીના નમેલા માથા તરફ તથા એનાં વેરણછેરણ પીંછાં તરફ જોઇ રહ્યો. એને સાંભરી આવ્યું, 'આ પંખીએ મારા વતનમાં કેવો ભારે ઉલ્કાપાત મચાવી દીધો છે ! એને પકડીને એનું ગળું દબાવીને એને મારી નાખું ?' પણ ઘડીભર મન મારીને એ બેસી રહ્યો ને પછી બોલ્યો, 'એ બી મને મળ્યાં છે, એટલે હું એને મારી પાસે જ રાખવાનો છું. પણ તારે એ જોઇતાં હોય તો હું પૂછું તેનો જવાબ દે.'

'હું તને જવાબ દઉં ? એટલે તો તું પૂછી જ લે કે રાણીના વાળ પાછા શી રીતે ઊગે ? હું તને જવાબ દેવાનું જ નથી. કદી નહિ ! આ જન્મમાં તો નહિ જ.'

'ભલે !' કહીને રૂપસિંહ અદબ વાળીને બેઠો.

કલાક બે કલાક વીતી ગયા, પણ પંખી ઊડયું નહિ. એ જોઈને રૂપસિંહે એક બી કાઢીને પંખીના સામે ધર્યું.

'મને ફક્ત એક જ વાત કહે. એ વાળનું ઝાડ ક્યાં ઊગે છે ? ને એ દેશમાં જવા મારે કયી દિશામાં મારી હોડી વાળવી ? એટલું જ કહે તો તને હું આ બી આપું.'

પંખી માથું ઢાળી દઈને બેઠું હતું, તે એકદમ ઊડીને ચાલ્યું ગયું. રૂપસિંહ એની પાછળ મીટ માંડે, ત્યાર પહેલાં તો ક્યાંનું ક્યાંય ઊડી ગયું.

રૂપસિંહને ખૂબ ક્રોધ ચઢયો, પણ હવે કોના પર ગુસ્સો કાઢવો ? એક વસ્તુ એના લાભમાં હતી. 'એને સોનેરી બી બહુ ભાવે છે, ને બી મારી પાસે જ છે, એટલે મોડાવહેલા એને મારી પાસે આવ્યા વિના છૂટકો જ નથી.'

રૂપસિંહે આખો દિવસ ને રાત હલેસાં માર્યા વિના કાઢી. પવન જ્યાં ઘસડી જાય ત્યાં હોડીને ઘસડાવા દીધી, પણ ક્યાંય જમીન દેખાય નહિ.

બીજે દિવસે સવારે સૂરજ ઊગતો હતો, ત્યાં દૂરદૂર દરિયામાં એક કાળી લીટી દેખાઇ. થોડી

વારમાં એના માથા પર મોટો અવાજ થયો, ને લીલું પંખી નીચે આવીને એની હોડીમાં બેઠું.

રૂપસિંહ પંખીની દરકાર કર્યા વિના હોડી હાંકતો હતો.

આખરે પંખી બોલ્યું, 'કાલે તું કહેતો હતો, તે વાત કબૂલ છે? તું મને એક બી આપે, તો હું તને એ ઝાડ કયા દેશમાં થાય છે, તે કહું ને એનો રસ્તો બતાવું'

રૂપસિંહે ખિસ્સામાંથી એક બી કાઢીને એની સામે ધર્યું. 'પહેલાં મને રસ્તો બતાવ, પછી આ બી લે.'

'આ સામે જે દેશ દેખાય છે ત્યાંજ એ ઝાડ ઊગે છે. આજ સુધીમાં ત્યાં કેટલાય જણ ગયા છે, પણ હજી કોઇ પાછો આવ્યો નથી.'

'એમ કેમ ?' રૂપસિંહે પંખીને બી આપ્યું.

'કેમ ?' પંખીએ બી ખાતાં ખાતાં પૂછ્યું. 'એ તો તું તારી મેળે ત્યાં જઇને શોધી કાઢજે. એ ઝાડનો દેશ મેં તને બતાવ્યો. હવે તારી ને મારી બોલી પૂરી થાય છે.'

રૂપસિંહે થોડી વાર વિચાર કર્યો. પછી કહ્યું, 'તું મને એ ઝાડ પાસે જઈને સહીસલામત પાછા આવવાનો રસ્તો બતાવે, તો હું તને બીજાં છ બિયાં આપું. તું નહિ કહે, તો હું તને જાનથી મારી નાખીશ.'

પંખી હસ્યું. 'તું મને મારી રહ્યો. તારી રાણીએ મને માર્યું, હવે તું મને મારશે? એ તો ભલા પ્રતાપ પેલાં બિયાંના, નહિ તો તું આટલે સુધી આવી પણ શેનો શકે? એ બિયાંના પ્રતાપે જ તું મારા ઝપાટામાંથી બચી ગયો. કદાચ હું તને એ ઝાડ પાસે જઈ આવવાનો રસ્તો બતાવું. પણ તું પાછો ફરે, ત્યારે મને એ બિયાં આપશે, એની શી ખાત્રી ?'

રૂપસિંહ કહે, 'અમે માણસો તમારા જેવા નહિ. લે આ વચન.'

પંખી કહે, 'ભલે. એ દેશમાં તારે જ્યાં ઊતરવું હોય ત્યાં ઊતરજે. ત્યાં બધાં પશુઓ બોલે છે, એની તને તરત જ ખાત્રી થશે. પણ તું એમની કોઈની સાથે બોલતો ના. એ દેશનાં ઝાડપાન ને ફળફૂલથી પણ ચેતતો રહેજે. એ બધાંને હાથ છે

ને એ તને પકડવાની મહેનત કરશે. એકવાર જો એમના હાથમાં સપડાયો તો હું તો શું, પણ આ તારાં બિયાંય તને બચાવી શકવાનાં નથી. પછી સીધો સીધો એક ઊંચી દિવાલમાં એક મોટું બારણું છે, ત્યાં સુધી ચાલ્યો જજે. એના પર લખ્યું છે:

'જે જાણે છે તેજ અંદર જઈ શકે છે.

જે અંદર નિર્ભયપણે જઈ શકે છે તેજ એકલો જાણે છે.'

તું એ બારણા આગળ ઊભો રહેજે ને બોલજે:

'હું જાણું છું, હું જાણું છું,
અંદર પવન વાય છે,
અંદર પાણી વહે છે,
એનાથી વાળનું ઝાડ ઊગે છે,
હું જાણું છું, હું જાણું છું.'

એટલે એ બારણું ઊઘડશે ને તું અંદર જઈ શકીશ. અંદર વાળનું ઝાડ તારી નજરે પડશે. અંદર બીજું શું શું છે તે કહેવાનો મને અધિકાર નથી. રામરામ. ને પંખી ઊડી ગયું.

•

૫

# ઝાડના દેશમાં



ત્યાં તો સામે કિનારો દેખાયો. હોડી સાચવીને લાંગરીને રૂપસિંહ કિનારે ઊતર્યો.

દેશ બહુ જ સુંદર હતો.

આગળ ચાલતાં ફૂલના છોડના લાંબા લાંબા ક્યારા આવ્યા. વિધવિધરંગી ફૂલો જોઇને એ ઘડી જોવા થોભ્યો. ત્યાં તો બે હાથ લાંબા થયા, ને એને જોરથી પોતાના ભણી ખેંચવા મંડયા. ત્યાં તો બીજા છોડોએ પણ હાથ લંબાવ્યા, ને એને પકડવા ફાંફાં મારવા માંડયાં.

મોટાં ધોળાં ફૂલમાંથી સ્ત્રીઓનાં માથાં બહાર નીકળ્યાં. સુંદર ગોળ મોં હતાં.

રૂપાળા સોનેરી લાંબા વાળ હતા.

હવે રૂપસિંહને પેલા પંખીએ આપેલી ચેતવણી યાદ આવી. એણે છૂટા થવા વ્યર્થ પ્રયત્ન કર્યાં, પણ એનું કંઈ વળ્યું નહિ. તરત કંઈ યાદ આવ્યું હોય તેમ એણે પેલાં રતનમાંથી એક મોટું લીલું નંગ શોધીને છોડના ફૂલમાંથી નીકળેલા મોં તરફ ધર્યું ને કહ્યું, 'લે આ.'

પણ એનો છૂટકારો ન થયો.

એણે માથા પર હાથ લઈ જઈને કહ્યું, 'જોઈએ તો લે. નહિ તો ફેંકી દઉં છું, તે ફરી તારા હાથમાં નહિ આવે.'

હાથનો બંધ સહેજ ઢીલો પડયો. રૂપસિંહે ઝટપટ પેલા હાથમાં એ નંગ મૂકી દીધું, ને પોતે છૂટીને ભાગ્યો. કયારાથી દૂરદૂર જઈને એ થાક ખાવા એક પથ્થર પર બેઠો.

રૂપસિંહને નવાઈ લાગીઃ 'આ દેશમાં ઝાડ ને છોડ જીવતાં લાગે છે, તો હજી કોઈ માણસ કે પશુ કેમ દેખાતું નથી ?'

હજી તો એ વિચાર કરે છે, ત્યાં કંઈક અવાજ સંભળાયો. પાછું ફરીને જુએ તો એક મોટું વરૂ

એના સામે તાકીને ઊભું હતું. તરત જ રૂપસિંહ ઊભો થયો, ને ખભેથી તીર ને બાણ ઉતારીને એને વીંધવા તૈયાર થયો.

ત્યારે પેલું વરૂ બોલ્યું, 'મને શું કામ મારે છે? ભલા! હું તને ઈજા કરવા આવ્યું નથી. હું તો તને જોઈને રાજી થાઉં છું. તું અહીં કયાંથી આવ્યો? આ દેશમાં મેં તને પહેલો જોયો!

વરૂને બોલતું સાંભળીને રૂપસિંહને નવાઈ લાગી. 'હું પેલી હોડીમાં આવ્યો છું. મારૂં નામ રૂપસિંહ. હું અહીં વાળના ઝાડની શોધમાં આવ્યો છું. તું કોણ છે? મેં હજી પશુને બોલતાં સાંભળ્યા નથી.'

'હું ખરેખર કંઈ વરૂ નથી. મારૂં નામ ત્રિવેણી. એક ડાકણે મને આ સ્વરૂપ ફેરવી અહીં મૂકી દીધી છે. તારે વાળના ઝાડની શી જરૂર છે, તે મને કહે. તું અહીં શી રીતે આવ્યો તે પણ કહે.'

રૂપસિંહે અથથી ઇતિ સુધી બધી વાત વરૂને કહી.

વરૂએ શાંત ચિત્તે બધી વાત સાંભળી. પછી એ બોલ્યું, 'એ ઝીથ્રલ ઝાડનાં બિયાંને લીધે જ

બચી ગયો છે. નહિ તો પેલા પંખીએ જ તારો જીવ લીધો હોત. આ બેટ પર બીજા કેટલાએ અદૃશ્ય દુશ્મનોના પંજામાં તું એમને જ પ્રતાપે સપડાયો નથી. હજી સુધી તું જ એક આ બેટ પર જીવતો રહી શકયો છે, તેમ જ આટલે સુધી આવી શકયો છે. હું અહીં આવી છું, ત્યારથી મેં કોઈ માણસને જોયો નથી. તને જોઈને મને બહુ હર્ષ થાય છે,' ને વરૂ રડવા મંડયું.

'ત્રિવેણી! તારૂં નામ સ્ત્રી જેવું લાગે છે. કહે, હું તને શી મદદ કરૂં.'

'મને?' એ હરખથી બોલી ઊઠી.

'હા. વાળના ઝાડની ચોતરફ મોટા રૂપેરી છોડ ઊગે છે, એમાંથી એક લઈ આવજે. પણ હવે તારે મોડું થાય છે. મારાથી તારી સાથે અવાય તેમ નથી. અહીંથી સીધો ને સીધો ચાલ્યો જજે. તારાં ઝીપ્રલનાં બિયાં સાચવતો રહેજે. એના બળે જ તું બધાં સંકટો તરી શકીશ. હું અહીં તારી વાટ જોતી રહું છું. જા ફતેહ કર.'

રૂપસિંહ આગળ ચાલ્યો. રસ્તો સાંકડો થતો ગયો. બેઉ બાજુએ મોટા મોટા ડુંગર હતા, નેળ

અંધારી થતી જતી હતી. પવન ધીમા ને નિસાસાભર્યા અવાજ કરતો હતો. દૂરદૂર પાણી વહી જતું હોય તેવો ખળખળ અવાજ સંભળાતો હતો. હવે સામે મોટો ડુંગર દેખાયો. એમાં એક નાનું બારણું હતું. રૂપસિંહે બારણું ઉઘાડી અંદરના અંધારિયા ઓરડામાં પ્રવેશ કર્યો. આગળ જતાં એક નાનો દીવો આવ્યો. એના તેજમાં સામે મોટી ભીંત દેખાઈ. એ ભીંતની ઊંચાઈની કલ્પના પણ થઈ શકે તેમ હતું નહિ.

એ ભીંતમાં એક બારણું હતું. એ બારણા પર સોનેરી અક્ષરો વડે લખ્યું હતું.

'જે જાણે છે તે જ અંદર જઈ શકે છે.

જે અંદર નિર્ભય થઈ પ્રવેશ કરશે તે જ એકલો જાણે છે.'

એ વાંચીને એને પોપટની વાત યાદ આવી. બારણા પાસે ઊભો રહીને એ બોલ્યો.

'હું જાણું છું, હું જાણું છું.

અંદર પવન વાય છે.

અંદર પાણી વહે છે.

એનાથી વાળનું ઝાડ ઊગે છે.

હું જાણું છું, હું જાણું છું.' બારણું ઊઘડયું. રૂપસિંહે અંદર પગ મૂકયો, ને આમતેમ જોવા માંડયું.

સામે મોટું મેદાન હતું. આટલો વખત એ અંધારામાં રહ્યો હતો, એટલે હવે અજવાળામાં આવવાથી એની આંખો અંજાઈ ગઈ.

સામે નદીમાં કાળાં ભમ્મર પાણી વહી જતાં હતાં. નદીમાં બેટ હતો. બેટમાં એક ડુંગર હતો. ટોચે એક ઝાડ હતું.

'અહા ! શી લીલા !' ઝાડ જોતાં જ એના મોંમાંથી આનંદના ઉદ્દગાર નીકળી પડયા. એની રખડપટ્ટીનો હવે અંત આવ્યો હતો. ઝાડ ઉપર પાંદડાં ન હતાં, પણ લાંબા સુંવાળા તેજસ્વી વાળ લટકતા હતા.

રૂપસિંહ બરાબર સારી રીતે વાળ જોઈ શકયો નહિ. નદી બહુ મોટી હતી. ડુંગર પણ ઊંચો હતો. બેટ પણ ઝાડપાનથી છવાયેલો હતો. નદીના કિનારે પડેલી એક શિલા પર એ નિરાંતે થાક ખાવા બેઠો.

•

૬

# વાળના ઝાડની તળે

પાણી બહુ ઊંડાં હતાં. સામે બેટમાં શી રીતે જવું, તેના વિચારમાં એ પડયો.

ત્યાં અચાનક એનો હાથ ખિસ્સામાં ગયો ને ઝીબ્રલનું એક બી બહાર કાઢી હાથમાં મૂકી રમવા લાગ્યો. તરત જ પાણીમાં અવાજ થયો, ને એની પાસે એક મોટો હંસ આવીને ઊભો રહ્યો.

મોટા ઘોડા જેવડો હંસ હતો. રંગે સોનેરી હતો. લાલચોળ અંગારા જેવી એની આંખો હતી. રૂપસિંહ ચમકીને ઊભો થઈ ગયો. હંસ જાણે ગુસ્સે ભરાયો હતો. 'તું કોણ છે? અહીં વાળના ઝાડ પાસે કેમ આવ્યો છે?'

રૂપસિંહ કહે, 'મારે એ ઝાડનાં બી જોઈએ છે. અમારી રાણીના વાળ ઊતરી ગયા છે, તે ફરી ઉગાડવા છે. નદી ઊતરીને સામે પાર જવાની મને રીત બતાડે, તો તારો આભાર.'

હંસે જવાબ ન આપ્યો. એની નજર હાથ-માંના બી પર જડાઈ ગઈ હતી.

આખરે હંસ બોલ્યો, 'તારા હાથમાં શું છે? ઝીબ્રલનું બી છે? મેં એનો સ્વાદ ચાખ્યાને બે હજાર વરસ વીતી ગયાં. મને એમાંથી લગીર આપ તો.'

'ભલે,' કહીને એ હાથ લાંબો કરવા જતો હતો, ત્યાં જ એને એક વિચાર આવ્યો, ને એ બોલ્યો, 'મને નદી પાર સામે મૂકી દે ને પછી આ કાંઠે ઉતારી દે, તો હું તને આ બી આપી દઉં.'

હંસે વિચાર કરીને કહ્યું, 'ભલે, ચાલ, મારી પીઠ પર બેસી જા.'

રૂપસિંહ હંસની પહોળી પીઠ પર બેસી ગયો. હંસ સરસરાટ પાણી કાપવા લાગ્યો. થોડીવારમાં સામે કાંઠે રૂપસિંહને ઉતારીને હંસે કહ્યું, 'જો ધ્યાન રાખજે, પેલાં ફૂલનાં મોં તને બચ્ચી ના કરે. ભૂલેચૂકેય એની પાસે ગયો, તો એ તને બચકું ભરી લેશે.'

રૂપસિંહે હંસનો આભાર માન્યો ને પીઠ ફેરવી સામે નજર નાખી. જાતજાતના છોડ પર ભાતભાતનાં ફૂલ હતાં. રંગબેરંગી એવાં હતાં, કોઈ કાળે માનવીએ જોયાં જ નહિ હોય. એક ફૂલને લાલ

સુંવાળાં મોં હતાં. રૂપસિંહે ફૂલના એક મોં પર તમાચ મારી, ત્યારે એણે તીણી ચિચિયારી પાડી. બીજાં બધાં હસવા લાગ્યાં. એ હાસ્ય સાંભળીને રૂપસિંહને ધ્રુજારી આવી ગઈ.

રૂપસિંહે ડુંગર ભણી ચાલવા માંડ્યું, ત્યારે એ મોં બોલ્યું, 'મને એક જ બચ્ચી કરવા દે. એક જ બીજી નહિ.' પણ રૂપસિંહને હંસની વાત સાંભરતી હતી, એટલે એ એનાથી દૂર જ ચાલતો હતો.

આગળ બીજી જાતનાં ફૂલ હતાં. એમને કાન હતા. ઘેરાં લીલાં પાંદડાંને લીધે એ બેડોળ લાગતાં ન હતાં.

પણ સૌથી સુંદર ફૂલ તો ઊંચે આકાશ સામે જાણે જોઇ રહ્યાં હતાં. એમને આંખો હતી. કોઇ નાની, કોઈ મોટી, કોઈ કાળી, તો કોઈ ભૂરી, એમ રંગરંગની આંખો જાણે રૂપસિંહને બોલાવતી હતી. રૂપસિંહને આ નવાઈનાં ફૂલ ચૂંટવાનું મન થયું. એણે હાથ લાંબો કર્યો, પણ ત્યાં તો એ ફૂલ રડવા લાગ્યું. રૂપસિંહને દિલગીરી થઇ. એણે એને જવા દીધું, એટલે બધાં ફૂલ હસવા લાગ્યાં.

રૂપસિંહ ટેકરી ચડી રહ્યો હતો. વાળનું ઝાડ પાસે ને પાસે આવતું હતું. હવે રૂપસિંહની બેઉ બાજુએ ઊંચા રૂપેરી છોડ આવતા હતા. એને ઘેરાં લીલાં પાંદડાં હતાં. એ છોડ એટએટલા પાસે ઊગ્યા હતા કે એની ભીંત બની ગઇ હતી. એ બધાની વચમાં વાળનું ઝાડ હતું. એ છોડ વટાવ્યા વિના વાળના ઝાડની પાસે જવાય તેવું ન હતું.

પાસે જઈને રૂપસિંહે જોયું કે એ છોડ ખેંચી કઢાય તેવા છે કે નહિ. એ છોડની વાત ત્રિવેણીએ એને કરી હતી. એક છોડ પકડીને બે હાથે મૂળ-માંથી ખેંચી કાઢવાનો એણે પ્રયત્ન કરી જોયો. પણ છોડની ઊંચી ડાળોએ નીચી વળીને રૂપસિં-હના ગાલમાં સડાક દઈને ઝપાટો માર્યો. રૂપસિંહ પાછો ખસ્યો ને છોડ મૂકી દીધો, ત્યાં બધાં ફૂલ મોટેથી હસવા મંડ્યાં.

રૂપસિંહે ખીસામાંથી એક બી કાઢીને કહ્યું, 'હે બિયાં! અત્યાર સુધી તમે મને ઘણી મદદ કરી છે, તો ફરી એકવાર મદદે આવો.'

ત્યાં તો બધાં ફૂલ બરાડી ઊઠયાં, 'ઝીબ્રલનું બી અમને આપો, અમને આપો.'

પછી એક લાલ ગુલાબ જેવું સુંદર મોં ઊંચું થયું, બીજાં ફૂલના તરફ ફર્યું ને બોલ્યું, 'શાન્ત રહો.'

પછી એ રૂપસિંહના તરફ ફર્યું ને બોલ્યું, 'એ બીના કકડા કરીને અમને વહેંચી આપે તો અમે એ રૂપેરી છોડ કાપી નાખીએ. પછી વાળના ઝાડ પાસે જવાનો તારે રસ્તો થશે.'

રૂપસિંહ બીના કકડા કરતો હતો ત્યાં કેટલાંએ મોં રૂપેરી છોડને કાપવા લાગ્યાં. રૂપેરી છોડ ઘડીમાં આ બાજુ, ઘડીમાં પેલી બાજુ ઝાપટ મારતા હતા. પણ એ પેલાં ફૂલના મોંને કંઈ ઈજા કરી શક્યા નહિ. રૂપેરી છોડ જોતજોતામાં કપાઇ ગયા. રૂપસિંહને જવાનો રસ્તો ખુલ્લો થયો.

રૂપસિંહે પેલા બીના કકડા પેલાં ફૂલને વહેંચી આપ્યા. પછી એ વાળના ઝાડ પાસે ગયો ને એની તળે ઊભો રહ્યો.

કેવું સુંદર ઝાડ હતું! ચોતરફ વાળ વડવાઈઓની માફક નીચે લટકતા હતા! જાતજાતના ને રંગરંગના વાળ હતા. બહારની બાજુ કાળા શાહી વાળ હતા. અંદરની બાજુ જાતજાતના રંગ

હતા. ઠેઠ ઝાડના થડની પાસે રૂપાળા સોનેરી વાળ હતા. રૂપસિંહે વાળ પર હાથ ફેરવી જોયા. વાળ કેવા સુંવાળા હતા! રાજમહેલની દાસીઓ અરે શહેરી શ્રીમંત સ્ત્રીઓ એ વાળ માટે શું કિંમત ન આપે?

પછી એણે રાણીના વાળ માટે બી શોધવા માંડયાં. થડની પાસે નાનાંનાનાં બી લટકતાં હતાં. એ એવાં સખત હતાં, કે એને તોડતાં તોડતાં ખૂબ મહેનત પડી. આખરે ખીસું ભરાય એટલાં બી લઇને રૂમાલે બાંધ્યાં. રૂમાલ ખીસામાં મૂકીને રૂપસિંહે પાછા ચાલવા માંડયું.

•

૭

# વરૂને બદલે વાઘ

રૂપસિંહ પાછો ફર્યો ત્યારે પેલાં ફૂલનાં મોં બધાં બીડાઈ ગયાં હતાં, જાણે ઊંઘમાં પડયાં. પાછા ફરતી

વખતે એ કંઈ બોલ્યાં નહિ. હાથમાં એક રૂપેરી છોડ લઈને રૂપસિંહ જલદી જલદી કિનારે આવી પહોંચ્યો. ત્યાં પેલો હંસ એની વાટ જોતો ઊભો હતો.

રૂપસિંહને સામે પાર ઉતારીને હંસે પોતાના ભાગનું બી માગ્યું. વધારામાં જેમ બને તેમ જલદી એ પ્રદેશમાંથી ચાલ્યા જવાની રૂપસિંહને વિનંતિ કરી.

બારણું ઉઘાડું હતું. રૂપસિંહ બહાર નીકળ્યો, તેવું જ મોટો અવાજ કરીને એ વસાઈ ગયું. અંધારી નેળમાંથી ઉતાવળે પગલે એ બહાર નીકળી ગયો ને સૂર્યના તેજમાં આવી પહોંચ્યો. થોડી વારમાં પેલું વરૂ એની પાસે આવીને ઊભું.

'શાબાશ! રૂપસિંહ! ધન્ય છે તને! સાથે રૂપેરી છોડ લાવ્યો છે ને? હવે એના વતી મને સાત ફટકા માર.'

'તને? મારો જીવ ચાલતો નથી.'

'અરે ભલા! વિચારમાં વખત બગાડવા જેવું નથી. એમાં મારૂં ને તારૂં બેઉનું હિત છે.' વરૂ નીચે લાંબું થઈને સૂઈ ગયું.

પણ હજી રૂપસિંહનો હાથ ચાલતો ન હતો. વરૂ કહે, 'ભલા માણુસ ! ઝટ કર.'

નાછૂટકે રૂપસિંહે હાથ ઉપાડી વરૂને હળવે હાથે ફટકો માર્યો. 'જોરથી, વધારે જોરથી.' વરૂ બોલ્યું.

રૂપસિંહે કચવાતે મને જોરથી બાકીના ફટકા માર્યા. બે હાથે મોં ઢાંકી દઇને પેલો છોડ ફેંકી દીધો, ને પોતાના હિતસ્વીને મારવા માટે શરમાઈ ગયો.

ત્યાં તો વરૂની ચામડી સરી પડી. એના સ્થાને એક રૂપાળી કન્યા રૂપસિંહના સામે ઊભી હતી. એણે રૂપસિંહના સામે જોઈને કહ્યું, 'તમારો કેટલો આભાર માનું ? મારૂં નામ ત્રિવેણી. હવે આપણે અહીંથી જલદી ચાલ્યાં જઇએ. નહિ તો આપણને ભારે પડશે. પણ પહેલાં મને એક બી આપો.'

પેલી હોડી શોધી કાઢી બે જણ એમાં બેસી ગયાં. પવન અનુકૂળ હતો, એટલે હોડી સડસડાટ ચાલવા લાગી.

ત્રિવેણી કહે છ બી તો પેલા પોપટને આપવાં પડશે. પછી આપણી પાસે બે બી રહેશે. એ બી કોઈપણ ભોગે આપણી પાસે રહેવાં જ જોઈએ. એક મારી પાસે બીજું તમારી પાસે. પેલો પોપટ એ વધારાનાં બી માગવા બહુ કાલાવાલા કરશે, પણ આપશો નહિ. તમારા હાથમાંથી જશે તો એ એનું ધાર્યું કરી શકશે.'

ત્યાં તો પોપટ આવીને બેઠો. 'શાબાશ! રૂપ-સિંહ! તું વાળનાં ઝાડના બી લઈ આવ્યો ખરો! હવે મારા ભાગનાં બી મને આપી દે.'

'લે, દોસ્ત!' કહીને રૂપસિંહે છ બી પોપટને આપ્યાં. પોપટે લઈને એ પીછાંમાં સંતાડયાં, પણ ત્યાંથી એ ઊડયો નહિ.

'હજી તારી પાસે એક બી રહ્યું લાગે છે. મને એટલું આપને. તારે એની શી જરૂર પડવાની છે?'

'એ તો હું મારા દેશમાં લઈ જઈને બધાને બતાવીશ.'

'એમાં શું બતાવવા જેવું છે? વાળના ઝાડનાં બીથી બધાને સંતોષ થશે.'

'ના. એ તને નહિ આપું.'

'અરે ભૂંડા! મારે ઘેર સાતસાત બચ્ચાં છે, ને તેં તો મને છ જ બી આપ્યાં છે. ઘેર બિચારાં બીને માટે લડશે. મને એ એક આપે તો તારો આભાર.'

રૂપસિંહને દયા આવી. એ ખીસામાંથી બી કાઢતો હતો, ત્યાં ત્રિવેણીએ એનો હાથ પાછો ખેંચી લીધો, ને પંખીના તરફ ફરીને બોલી, 'બી માગતાં શરમ નથી આવતી? ચાલ્યો જા અહીંથી મને બરાબર ખબર છે, તારે ઘેર બચ્ચાં યે નથી ને માદાયે નથી. સાવ ગલત વાત! તારે જ એ બી જોઈએ છે, એમ કહેને.'

પોપટ એક ક્રોધભરી નજર નાખીને ઊડી ગયો.



૮

# બધી સ્ત્રીઓને મારા જેવી બોડકી બનાવી દો

રાણીને સ્વપ્નું આવ્યાં ત્રણ વરસ થયાં હતાં. હજી એના માથા પર એકકે વાળ ઊગ્યો ન હતો. દવાદારૂ બધાં નકામાં ગયાં હતાં. વૈદહકીમોની મહેનત પાણીમાં ગઈ હતી. કેટલાયે સાહસિક પુરુષો પૃથ્વીની પ્રદક્ષિણા કરી વળ્યા હતા, પણ કોઈને એ બી મળ્યાં ન હતાં. જાતજાતના ને ભાતભાતના, જાણીતા ને અજાણ્યા છોડ કેટલાએ માણસો લાવ્યા હતા, પણ કોઈના હાથમાં ખરું ઝાડ આવ્યું ન હતું.

રાણી કેટલાયે વખતથી માંદી હતી. એણે બહાર હરવાફરવાનું છોડી દીધું હતું. આખરે એણે રાજાને પોતાની પાસે તેડાવ્યા ને કહ્યું, 'હવે હું સદાને માટે ઘરમાંજ રહીશ. મને બહાર કાઢવી હોય તો ફરી ઢંઢેરો પીટાવો, કે દેશમાંની બધી સ્ત્રીઓ નાની હોય કે મોટી, રાય હોય કે રંક,

રૂપાળી હોય કે કદરૂપી, સઘળીના વાળ મારી પેઠે કાપી નાખવા. સૌને મારી જેમ બોડકી બનાવી દો.'



રાજા મૂંઝાયો. કંઈ રસ્તો સૂઝે નહિ. પણ આખરે રાણીને ખાતર એ છેલ્લે પાટલે બેસવા તૈયાર થયો.

ઢંઢેરો પીટાયો. આખા રાજ્યની સ્ત્રીઓના વાળ કાપવાનો દિવસ નક્કી થયો. શહેર બહારના મોટા મેદાનમાં જ્યાં વરસોવરસ દશરાને દિવસે શરતો થતી, ત્યાં બધાને ભેગા થવાનો હુકમ નીકળ્યો.

દેશદેશના ખૂણેખાચરેથી હજીએ કેટલાએ માણસો જાતજાતનાં બી ને નવાનવા છોડ લઇને આવતા હતા. પણ એકકેથી રાણીને ફાયદો ન થયો. આખરે દેશભરની સ્ત્રીઓના વાળ કાપવાનો દિવસ આવી પહોંચ્યો.

આખા શહેરમાં કાળા વાવટા ચડી ગયા હતા. જ્યાં જુઓ ત્યાં કાળાં વસ્ત્રો નજરે પડતાં હતાં. આખા દેશના લોકે આજે કાળાં લૂગડાં પહેર્યાં હતાં. કોઈની મા તો કોઈની બહેન, કોઇની સ્ત્રી તો કોઇની દીકરીના આજે વાળ કપાવાના હતા. એવું ઘર ક્યાંથી હોય, જ્યાં સ્ત્રીજ ન હોય ?

સવારથી મેદાનમાં લોક ઉભરાતા હતા. બપોરે બારના ટકોરે રાજારાણી આવી પહોંચ્યાં.

વિધિની શરૂઆત પ્રધાનની સ્ત્રીથી થવાની હતી. મોટા મોટા ઘરની સ્ત્રીઓનાં નામ દરજ્જાવાર તૈયાર

કર્યાં હતાં. એક પછી એક સો સ્ત્રીઓના વાળ જાહેરમાં કાપવાના હતા. પછી બીજાં સૌને અરસ-પરસ એકબીજાના વાળ કાપી નાખવાના હતા.

પ્રધાનની સ્ત્રી આવી. પ્રધાનનાં બાળકો એને બાઝી પડીને રોતાં હતાં. પ્રધાનની આંખો પણ ભરાઇ આવી. જ્યાં આભ ફાટયું ત્યાં કોણ થીગડું દે? રાજા રૂઠયો ત્યાં રૈયત શું કરે?

પ્રધાનની પત્ની ધીરે ધીરે મેદાનની મધ્યમાં આવી. એણે કાળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં, અલંકાર આભૂષણને રજા આપી હતી. લાંબા, સુંવાળા, કાળા, નાગની ફેણ જેવા વાળ એના બરડા પર લટકતા હતા.

રાજાનો હજામ હાથમાં કાતર લઈને આગળ આવ્યો. લોકો રોજ હજામની મશ્કરી કરતા, પણ આજ તેનાથી સૌ ધ્રુજતા હતા. એ કાતર મૂકે ત્યાર પહેલાં 'સબૂર સબૂર' અવાજ સંભળાયો.

•

૯

# આખરે વાળ ઊગ્યા ખરા

એક માણસ હાથમાં રૂમાલ લઈને રાજા ભણી દોડતો હતો. 'સબૂર, સબૂર. હું વાળના ઝાડનાં બી લાવ્યો છું.'

આખી સભામાં શાન્તિ પથરાઈ ગઈ. સોય પડે તોય ખખડે એવી શાન્તિ ફેલાઈ ગઈ.

રાણી હર્ષથી રડી પડી. રાજાના મોં પર હાસ્ય ફરકવા લાગ્યું, લોક બધા ગાંડા થઈને નાચવા મંડ્યા. પ્રધાન દોડીને એની સ્ત્રીને બાઝી પડયો. પ્રધાનની પત્નીએ દોડીને રૂપસિંહનાં ઓવારણાં લીધાં.

રૂપસિંહ રાજાને પગે પડયો. 'રાજાજી! આ બીની પરીક્ષા કરો. સાચા વાળના ઝાડનાં બી છે. મેં મારે આ હાથે જ તોડયાં છે.'

રાણી વધારે વાર થોભી શકી નહિ. માથેથી બંધણ છોડી નાખીને જમીન પર નાખી દીધું, ને પોતાને હાથે રૂમાલ છોડીને થોડાં બી માથા પર મૂકયાં.

સભામાં ફરી શાન્તિ પ્રસરી ગઈ. કોઈ હાલતું ન હતું, ચાલતું ન હતું. બધાંની નજર રાણીના માથા તરફ હતી.

આંખ મીંચીને ઉઘાડો એટલી વારમાં વાળના ઝીણા ફણગા ફૂટયા. ધીમે ધીમે ફણગા મોટા થવા મંડયા.

રાણી કહે 'આ શું? મારૂં માથું ગરમગરમ લાગે છે. વાળ ઊગે છે શું!'

રાજા જવાબ આપે, ત્યાર પહેલાં વાળ વધતા વધતા રાણીના કપાળ સુધી પહોંચ્યા. વાળ પર હાથ ફેરવતા પહેલાં રાણીની આંખો ઢંકાઈ ગઈ. રાણી હર્ષથી રોવા લાગી

રાજા સિંહાસન પર ઊભો થઈને નાચવા મંડી પડયો. પછી રૂપસિંહને ભેટી પડયો.

આખી સભામાં આનંદ આનંદ થઈ રહ્યો. લોક બધાં ગાંડાં ગાંડાં થઈ ગયાં.

તે દિવસે ઘેરઘેર રંગબેરંગી વાવટા ફરકવા લાગ્યા. કાળાં વસ્ત્રો કયાંય અદ્દશ્ય થઇ ગયાં. ઘેરઘેર મિજબાની થઇ.

બીજે દિવસે રાજાએ મોટો દરબાર ભર્યો. રૂપસિંહને લાખપસાય આપ્યો. રૂપસિંહે રાજાને એક બી આપ્યું. રિદ્ધિસિદ્ધિ વધે, રોગશત્રુ ઘટે, રૈયતને લીલાલહેર થાય.

રૂપસિંહ ને ત્રિવેણી બે પરણ્યાં. એમની પાસે હજી એક બી હતું. એના પ્રતાપે એમની કળા ચંદ્રમાના જેવી ચડતી ગઈ.



# શિશુ સાહિત્ય માળા

સંપાદક : વજુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીનાં બાળકો વાંચી શકે તેવાં શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| ઢબુરાજા અને બીજી વાતો | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | મોંઘીબેન |
| કેસરીસિંહ | મોંઘીબેન |
| અમથારામ | સોમાભાઈ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | સોમાભાઈ ભાવસાર |
| કેમ કહેવાય | ગિજુભાઈ |
| ફૂલોની સુગંધ | ગિજુભાઈ |
| આપણી વનસ્પતિઓ | ગિજુભાઈ |
| ૧૯૩૦ની લડાઈ | રામભાઈ પાઠક |
| વાર્તા ગુચ્છ | ગિરીશભાઈ |
| અમારું પતંગીયું | વજુભાઈ દવે |
| પુંડરીકનાં બાલગીતો | પુંડરીક |
| આપણું ગામ | વજુભાઈ દવે |
| વાર્તા મંજરી | સોમાભાઈ પટેલ |
| બારોટના ઉખાણા | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | મયંક |
| રૂપ સુંદરી | ચંદ્રભાઈ ભટ્ટ |
| ફરવા જતાં | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

**જેચંદ તલકશી એન્ડ સન્સ**

એસ્પાયર બીલ્ડીંગ, હૉર્નબી રોડ, મુંબાઈ